॥ ॐ श्री परमात्मने नमः ॥

# જુલ્મી જેસળ.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

## શ્રી સરસ્વતિ નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વાડીલાલ હરગોવનદાસ શાહ.

માલેક—શ્રી સરસ્વતિ નાટક સમાજ.

અમદાવાદ.

અમદાવાદ, પાનકોરના નાકે આવેલા
ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપ્યા.

કીંમત ૦—૨—૦ બે આના.

ૐ શ્રી

# જુલ્મી જેસળ.

નાટકનાં ગાયનો તથા સંક્ષિપ્ત સાર.



## શ્રી સરસ્વતિ નાટક સમાજ માટે

રચનાર

મણીશંકર ત્રીભોવનદાસ ત્રીવેદી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વાડીલાલ હરગોવનદાસ શાહ.

માલેક---શ્રી સરસ્વતિ નાટક સમાજ.

હાલ મુ. અમદાવાદ આનંદભુવન થીએટર.

આવૃત્તિ ૨ જી   સને ૧૯૧૬   પ્રત ૨૦૦૦



અમદાવાદ-પાનકોરના નાકે "મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કિંમત બે આના.

# બે બોલ.

ઇશ્વરની અનુકમ્પાથી અમારી કમ્પની ઉત્પન્ન થયા પછી જુલ્મી જેસળ નામક છઠ્ઠો પ્રયાસ પ્રેક્ષકજનો સમક્ષ રજુ કરવા શક્તિવાન થઈ છે મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા કથન અનુસાર ઇશ્વિરપર શ્રદ્ધા રાખી ઉદ્યોગ કરનાર મનુષ્યના પ્રયાસો ઝાઝા ભાગે નિષ્ફળ જતા નથી.

અમારી કમ્પનીના બાહોશ ડાયરેકટર મી. મુળજીભાઈ ખુશાલદાસે પુર્ણ પરિશ્રમ લઈ આ પ્રયાસ રંગભુમીને અનુકુળ કરી આપ્યો છે તેને માટે અમો તેમનો આભાર માની અમારી લેખીનીને વીરામ આપીયે છીયે. અસ્તુ.

વી. એચ. શાહ.

માલેક—

શ્રી સરસ્વતી નાટક સમાજ.



# ખૂલાસો.

સોરાષ્ટ્ર દેશમાં બ્હારવટાના કાર્યમાં એક્કો મનાતો પ્રખ્યાત લુટારો જેસળ થઇ ગયો તે વાત સર્વ સ્થળે વિદિત છે. જુલ્મી જેસળ હાલ હયાત ન હોવા છતાં પણ તેના કૃત્યોની બીના અસરકારક રીતે જગપ્રસિદ્ધ છે.

સંભવિત છે કે સખ્ત હૃદયના મનુષ્યો પણ સજ્જડ ફટકો પડતાં દયાળુના આકારમાં પલ્ટાઇ જાય છે. મહા અનર્થના કરનાર કોઇ સમય ધર્માવતાર પણ થાય છે. તેવીજ રીતે આ જેસળના સંબંધમાં થયું હતું. કાઠીયાવાડના સાંસતીયા નામના એક કાઠી ઠાકોરની પત્ની પરમ પુનીત સતી નારી દેવી તોરલના સમાગમે તેને સનમાર્ગે ચડાવ્યો હતો, જે દેવી તોરલ જ્યોતીનારાયણની સેવીકા હતી. અસ્તુ.

**તોરલે તાર્યા ત્રણ નર, સાંસતીયો ને સધીર;**
**જેસળ જગનો ચોરટો, પલમાં કીધો પીર.**

આ મશહુર દોહરા પરજ ખેલની વસ્તુનો આધાર છે.

સાથીયો સાથે જંગલમાં રાહ રોકી લુટ મળવાની રાહ જોતો પોતાની વીરતાપર મગરૂર થતો જેસળ એક પ્હાડના શીખરપર નજરે પડે છે ત્યાંથી આ પ્રયાસની શરૂવાત કરવામાં આવેલ છે.

એમ. ટી. ત્રીવેદી.

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્રો.

**જેસળ**—... ...સોરઠ દેશનો લુંટારો, પાછળથી તોરલનો આશ્રીત.
**સમરસીંહ**— .. ... જેસળનો વડીલ બંધુ અંજારનો નરેશ.
**જયમલદેવ**— ... ... ... ... .. ...મોઢેરાનો નરેશ.
**ચંદ્રસીંહ**—જયમલદેવનો પાટવી પુત્ર. સવીતાનો ભવીષ્યનો પતિ.
**સાસતીયો**— .. ... ...દેવી તોરલનો પતી ( કાઠી ઠાકોર )
**તેજસીંહ**— ... ... ... ... ...જેસળનો મુખ્ય સરદાર
**સધીર**— ... .. ... ... ... ...એક પૈસાદાર વેપારી.
**અખંડાનંદ**— ... ... ... ... ...સતી તોરલના ગુરૂ.
**સુખાનંદ**—... ... ... ... ... ...એક ઢોંગી જોગી

## સ્ત્રી પાત્રો.

**તોરલ**— ... ... ... ... ...સતી દેવી, સાસતીયાનાં પત્નિ.
**સવીતા**— ... ... ... ચંદ્રસીંહનું પ્રેમપાત્ર સરલાદેવીની પુત્રી.
**સરલાદેવી**— ... ... ... ... સમરગઢની રાજ્ય રાણી.
**રેણુકા**—જયમલદેવની રાણી, જેસળની બેન, ચંદ્રસીંહની જનની.
**વસંતસેના**— ... ... ... ... ... ... એક નાયકા.
**રૂપાંદે**— ... ... ... ...સમરસીંહની પત્નિ, જેસળની ભાભી.

સીવાય દરબારી, લુટારા, સરદારો, દાસીયો, પારંગના સાધુમંડળ વિગેરે.

**સ્થળ**—

**કચ્છ તથા કાઠીયાવાડ.**

ૐ શ્રી

# જુલ્મી જેસળનો સંક્ષેપ્ત સાર.

## સુત્રધાર નટીનું વસ્તુ સુચન.

**પ્રવેશ ૧-લો ભયંકર પહાડ**—પોતાના બાપે આપેલ દેશવટાથી ઝનુની બનેલો જેશળ પોતાના સરદારો સાથે પોતાના ભયંકર વિચારો જાહેર કરતો દ્રષ્ટીયે પડે છે. યુક્તી પ્રયુક્તીથી તેડાવેલ તેનો બાપ મેમાન તરીકે આવે છે. ખુની જેશળને હાથે બાપ બેગુનાહ ઠાર. બાદ સધીર નામના વાણીયાની જાન તેજ રસ્તે નીકળે છે. જેશળ તેઓને લુંટે છે. બહાદુર જાન રક્ષક સીપાઇઓ નીમકહલાલીપર મુસ્તાક રહી પોતાના પ્રાણ આપે છે.

### ટેબ્લો.

**પ્રવેશ ૨ જો—સ્થળ રસ્તો**—માલદાર મહારાજ સુખાનંદજી સ્ત્રી જાતીને તુચ્છ માનતા અને સ્ત્રી સ્વભાવપર સુડલને ટોપલે તીરસ્કાર વરસાવતા પધારે છે. બાદ સધીર શેઠનું પરણવું બંધ રહ્યાની હાયની હાયમાં બળતા દેખાવ દે છે. મહારાજ ને સધીર શેઠનો વિતંડાવાદ. બાદ જાહેર વેસ્યા વસંતસેના યૌવનના ગર્વમાં દાખલ થાય છે. અડગ ટેક ધારી સ્ત્રી જાતી પ્રત્યે ધીક્કાર નજરે જોનાર મહારાજ વસંતસેનાને જોઇ પોતાના વીચારો ફેરવે છે. પ્રથમ પ્રેમ દર્શન.

**પ્રવેશ ૩ જો—તોરલનું ઘર**—સતી નારી તોરલ. સખી સહચરી સાથે સતી ધર્મ. તથા શ્રી કર્મના મર્મ દર્શાવતી ઇશ્વર ભજન ગાતી પ્રથમ દર્શન દે છે. પોતાની બેનની પુત્રી સવીતા જે સતી દેવીને મંદીરે અતિથી તરીકે આવેલ છે તે વડીલ ભગીનીના સદુપદેશનું પાન કરે છે. બાદ સતી તોરલના પતીનું ઉદ્ધતાઇમાં આવવું. સતીની શીખામણ. પથ્થરપર પાણી. સતીનો અનાદર કરી પોતાના કુકર્મમય કૃત્ય કરતા ચાલ્યા જવું.

**પ્રવેશ ૪ થો—સ્થળ બગીચો**—દેવી સવીતા સખીયો સાથે નિર્દોષ વિહાર કરતી દ્રષ્ટીયે પડે છે. મોઢેરાના રાજા જયમલ હેવનો કુમાર ચંદ્રસિંહ અમીન સ્થિતીમાં તેજ બગીચામાં આવી નીદ્રાધીન થાય છે. સવીતાનું તેના સૌંદર્યપર મોહીત થવું—મીઠી દ્રષ્ટી. મેળાપ. બાદ ઉભય વ્યક્તીનું પ્રથમ પ્રેમદર્શન.

**પ્રવેશ ૫ મો—સ્થળ—વેશ્યાભુવન**—તોરલ દેવીનો પતી સાસતીયો પોતાના દુર્જન દોસ્તો સાથે મદીરાપાન કરતો દેખાય છે. નાચ, રંગ. આખરે મોરલીનો નાચ. અકસ્માત મોરલીના સ્વરપર મોહીત થયેલ સાપ મેહેફીલમાં આવી સાસતીયાનેજ ડંશ દે છે. સાસતીયાનું મૃત્યુ, સ્વાર્થી મીત્રોએ તટસ્થ થવું, વેશ્યા વસંતસેના તેના શબને બહાર ફેંકી દેવા દાસીયોને ફરમાવે છે.

**રંડીકા યાર. સદા ખુવાર; કાંટાકા બીછાના જુતીકા માર.**

**પ્રવેશ ૬ ઠો સ્થળ જંગલ**—સતી દેવીની મેમાન થયેલી સવીતા સ્વદેશ જવા પોતાના સરદાર સાથે નીકળેલી છે. તે રસ્તો ભુલી જવાથી જે જંગલમાં જેશળનું રહેઠાણ છે ત્યાં આવી ચડે છે. જેશળનું આવવું. સવીતાનાં સૌંદર્યપર આશક થવું તથા ઉપાડી

જવા તૈયારી. વિર વશરાવીઆએ બચાવ અર્થે પ્રાણ આપે છે, જેશળ- ની જીત. સતીતા કેદ.

**પ્રવેશ ૭ મો–સ્થળ તુટેલું મકાન**—વસંતસેનાના દાસીયો સર્પડંસ થયેલ સાસતીયાની લાશને આ સ્થળે મુકી નાશી જાય છે. પતિ શોધ અર્થે આવેલ સતી તોરલનું ત્યાંજ આવવું. પતીને ઓળખવો, મદીરાની ધુનમાં બેભાન સમજી મદીરાપર તિરસ્કાર.

**" મદ્યપાનથી થઈ છે ખુવારી સેંકડો શ્રીમાનની "**
**" મધુપાનથી ગઇ દુર લક્ષ્મી હાય હીન્દુસ્તાનની**

બાદ સત્ય બીના સમજવી. પતિ મૃત્યુથી સતીનો વિલાપ. બાદ જ્યોતીનારાયણની ભક્તી પ્રભાવે તથા સતીધર્મના પ્રભાવે મૃત સ્વામીને પુનર્જીવન આપવું. સાસતીયાનું સજીવન થવું. તથા સતી પ્રભાવ સમજી પાપનો પસ્તાવો કરી સતી સાથે ગુરૂ આશ્રમ તરફ પ્રયાણ કરવું.

**પ્રવેશ ૮ મો–સ્થળ–વેશ્યા ભુવન**—સધીર શેઠને વસંતસેનાનો છિનાતો શ્રુંગાર, બાદ વચનનો અંગાર, બાદ સુખાનંદ સ્વામી જે કાપડ ખરીદવા ગયા હતા તેનું આવવું. વસંતસેના તથા સધીર મળી મહારાજને શીશામાં ઉતારે છે. મહારાજપર મુશ્કેલી. ખુવારીની પહેલ. મહારાજ પાસે લખત કરાવી રાંટાબાજ સધીર બધી રકમ પચાવી પડે છે. વેશ્યાની ફરીઆદ, મજબુત મહારાજ સધીરને દમ દેખાડી ગયેલી બાજી પાછી મેળવે છે, સધીરનો અફસોસ રુસીકતામય રૂદન.

**પ્રવેશ ૯ મો–ભયંકર ગુફા**—ચાર્યો શીકાર સર થવાની ખુશાલીમાં મલકાતો જેશળ કુમારી સતીતાને સમજાવે છે. સાંભીને

સત્કાર. જેશળનો કોપ, સતીપર સખ્તાઈમાં વધારો, બાદ લુંટનો શીકાર મળવાના સમાચાર, જવા નીકળવું, એટલામાં તેના ભાણેજ ચંદ્રસિંહનું આવવું, રોકાવાનું કહી પોતે લુંટ અર્થે જવું, અકસ્માત સતીતાને ચંદ્રસિંહની મુલાકાત, નાસવા ગોરવી, તેજસીંહે તે મામલો જાણી લેવો, ચંદ્રસિંહને રોકવો, લડાઇ, તેજસીંહની હાર, અને ચંદ્રસિંહની જીત.

ટેબ્લો.

# અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો–ભયંકર ગુફા**—મળેલ લુટથી આનંદમાં આવેલ જેશળની ખુશાલી. બાદ સતીતાને ચંદ્ર નસાડી ગયાના તેજસિંહ મારફત સમાચાર. જેસલનો ક્રોધ તથા ફરી હાથ કરવા તેની પાછળ જવું.

**પ્રવેશ ૨ જો–ગુરૂ આશ્રમ**–ગુરૂ આશ્રમે જવા તોરલ તથા સાસતીયાની તૈયારી બાદ અન્ય સાધુ મંડળનું આગમન ભોજન કરાવવા માટે વીંટમણા એટલામાં નગરશેઠ સધીરનું આવી ચડવું. તોરલની યાચના. વીશયાંધ સધીરની વીશમ માંગણી! વચને બંધાયલી સતી દેવીનું મર્મ સંકટ.

**પ્રવેશ ૩ જો–વેશ્યા ભુવન**—વસંતસેનાને ત્યાં કાયમના અડ્ડા જમાવી પડેલ મહારાજ સુખાનંદની કમબખ્તીનો ચીતાર. મોતની તાલીમ, વેસ્યાનું આવવું, મહારાજની મુસ્કેલીમાં ઓર વધારો. બાદ વેસ્યાએ સખત હુકમો છોડી પોતાના ખાનગી ઓરડામાં જવું બાદ સધીર શેઠ પોતાનું આગલું વેર વ્યાજ સાથે વસુલ કરવા યોગી વેશમાં આવે છે અને ભોળા મહારાજને યુકિતમાં ફસાવે છે.

**પ્રવેશ ૪ થો–સધીરનું ઘર**—તોરલને મળવા તલપી રહેલ સધીરની શેઠની વીરહાવસ્થા, બાદ સતીનું આગમન. વીકારી સધીરની અઘટીત માગણી. સતીનો સદુપદેશ, સધીર અર્થનો અનર્થ કરી સતીને ધ્રુડાવે છે. સતી ઇશ્વરે આપેલા અવયવોનો ઉપયોગ સમજાવે છે.

**કર્ણ આપ્યા ઇશ્વરે સદબોધ સાંભળવા,**
**ચર્ણની બક્ષીસ છે સન્માર્ગ પર વળવા.**
**હાથનું ભુષણ સદા સદકર્મ તેમજ દાન છે,**
**જેણે ધર્યો ના ધર્મ તે માનવ નહી હેવાન છે.**

સતીના સદુપદેશથી આખરે સધીરનું સુધરવું, સતી પ્રભાવ સતીને માતા કહી સધીરનું ચર્ણમાં પડવું.

**પ્રવેશ ૫ મો–સરલા દેવીનો દરબાર**—પોતાની પુત્રી સવીતા જે સતીને મળવા ગઈ છે. તે હજી ન આવ્યાથી સરલા દેવીની ચીન્તા, બાદ સવીતાનું આગમન. જંગલમાં બનેલ બીનાથી પોતાની માતાને વીદીત કરે છે. ચંદ્રસીંહની પીછાણ, ચંદ્રસીંહની વીરતાપર પ્રસન્ન થઇ સરલાદેવી તેને માટે ઉત્તમ વીચાર બાંધે છે.

બાદ જેશળનું આવી ચડવું, સખ્ત તકરાર. આખરે દુષ્ટ સામાને હાથે ભાણેજ ચંદ્રસીંહ ઠાર તથા સરલાદેવી અને સવીતા કેદ.

## ટેબ્લો.

**પ્રવેશ ૬–ઠો વસંતસેનાનું મકાન**—ગોપીચંદ બનેલા મહારાજા સુખાનંદ ફકીરી હાલતમાં આવી અલેખ જગાવી મહોલ્લો માથે લે છે વસંતસેનાનું આવવું પરસ્પરથી પીછાણ વસંતસેનાના મનામણા સુખાનંદની કઠ્યતા.

**સતાવો શીદ સંસારી તમારે ને અમારે શું**
**ફકીરી હાલ છે મારો કહું પ્યારી વધારે શું**
**હવે ભીક્ષા મને આપો અમારા પ્રેમને કાપો**
**હવે બીજો ધણી થાપો અમારે ને તમારે શું.**

વસંતસેનાના સજ્જડ નખરાંને આખરે યોગી પલળી જઈ ભોગી બની જાય છે. સાચા સુધારાગર આવેલ સમીર આવી સુખાનંદને વેસ્યાભુવન તજાવે છે.

**પ્રવેશ ૭ મો**—મહાત્મા અખંડાનંદના આશ્રમમાં ભજનની ધુન બાદ શરલાદેવીએ કરેલ ઈશારા મુજબ જેસલનું તોરલને જોવા આવવું, છુપાવું, સતી તોરલનું સૌંદર્ય જોઈ દેહભાન ભુલી ગયેલ જેસળની તોરલના સૌંદર્યની પ્રશંસા એટલામાં ઘોડીનું છુટી જવું બાંધવા જતાં ખીલો જેસળની હથેલીમાંજ જડાય છે. બાદ પ્રસાદ વહેંચતાં સતીના હાથે એક ભાગ વધે છે અતીથી હોવાની શંકા જેસળનું જાહેર થવું, ખીલો જડાયાની ખબર વીર જેસળ વીરતાથી

તેને ખેંચી કાઢે છે અને ઝનુનીના આવેશમાં પોતાનું નામ જાહેર કરી દે છે સર્વેનું ચકીત થવું. તોરલનો આગમન માટે પ્રશ્ન જેસળ તોરલ પ્રત્યેની પોતાની અધમ ઇચ્છા જાહેર કરે છે સતીની શીખામણ જેસળનો જુલમ બાદ સતીના પ્રભાવ જેસળને સખત નશીયત જેસળની મોહ નીવારક સાચી શુદ્ધિ.

**ધન્ય ધન્ય છે સાધવી ધન્ય ધન્ય અવતાર**
**તાર્યો તોળાંદે મને ધન્ય ધન્ય સતીનાર.**

જેસલે સતીને સાચા ભાવથી વદન કરવું. ડ્રોપ્સીન.

# દ્વીતીય અંક સંપુર્ણ.

# અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧ લો–સ્થળ, રાજ મહેલ**—ચંદ્રસીંહના પીતા જયમલદેવ તથા તેમની રાણી રેણુંકાનો પુત્ર મરણ માટે ખેદ. જેશળપર ક્રોધ, બાદ જેશળને પકડવા પોતાના લસ્કર સમેત જવું.

**પ્રવેશ ૨ જો–સ્થળ કારાગૃહ**—કેદ પકડાયેલા કેદી સરલા દેવી તથા સવીતાપર જેશળના માનીતા સરદાર તેજસીંહનો સીતમ વીરરમણીઓની વીરતા. તેજસીંહ આવેશમાં આવી, છેવટે પગથીએ જુલમ કરવા તૈયાર થાય છે. સુધરેલા જેશળનું સતી તોરલ સાથે આવવું, તેજસીંહને રોકવો, ઉદ્ધત તેજસીંહ જેશળને પણ સજા આપવા તૈયાર થાય છે. સતીના શ્રાપથી કુદરતી તેજસીંહ હાર થવો

**પ્રવેશ ૩ જો–સ્થળ મહારાજજીનું મકાન**—સંસારથી ત્રાસ ગયેલ મહારાજ સુખાનંદ એકાંતમાં નીવાસ કરે છે. પણ નસીબના જોરે વસંતસેના પાછી પધારે છે. અરસપરસ રીસામણાં મનામણાં બાદ ઉભયનું સમજી જવું. બાદ થયેલા પાપ ધોવા માટે કાશી યાત્રા કરવા જવું, સુધારવા પ્હેલાં છેવટનો શૃંગાર.

**પ્રવેશ ૪ થો–સ્થળ–દરીયો**—મોઢેરા જતા નીકળેલ તોરલ તથા જેશળની હોડી તોફાને ચડેલી નજરે પડે છે. જેશળનું ગભરાવું. સતી તેને પાપ પ્રકાશવા કહે છે. પાપીને પાવન કરનારી સતીના ફરમાનને માન આપી પોતાના તમામ પાપો પ્રકાશે છે. સતીની અનુકમ્પાથી પાપ નીવારણ.

**પ્રવેશ ૫ મો–સ્થળ–જંગલ**—કાશી યાત્રાએ નીકળેલાં ઉભય દંપતી વસંતસેના અને મહારાજ બીસ્તરા પોટલા બાંધી નીકળે છે. વિકારી વસંતસેના સ્વાર્થે લોભે દ્રવ્ય હરી લેવાના વિચારથી આજ ઠેકાણે મહારાજને રામચરણ પહોંચાડવા ઠરાવ કરે છે. જમાનાની ઠોકરો ખાઈ ચાલાક બનેલ સુખાનંદ બધી બાજી સમજી જાય છે. જાહેર કુસ્તી ને આખરે મહારાજજી માત થાય છે કતલે સુખાનંદની તૈયારી અચાનક જેશળનું આવી ચડવું. પોતાના સત્કર્મ પ્રભાવથી વેશ્યાની દુરબુદ્ધિ દુર કરે છે. મહારાજની મુક્તિ. છેવટનું ભજન. બાદ જયમલના સરદાર હાથે જેશળ કેદ.

**પ્રવેશ ૬ ઠો–સ્થળ–જયમલનો દરબાર**—જેશળનો ઇન્સાફ. ખુનનો ઇન્સાફ ખુનથીજ પુરો થાય છે. જેશળ પોતાની છેલ્લી ઇચ્છા તોરલના દર્શનની જણાવે છે. સતીનુ પ્રેમથી ખેંચાઈ

આવું રાજાને ઉપદેશ આપી પુત્ર મોહ દુર કરાવે છે. રાજા સતીનો ઉપદેશ ગ્રહણ કરી જેશળને ક્ષમા આપે છે. સતી પોતાનું કથન માન્યું. તેથી પ્રસન્ન થઇ રાજા જયમલદેવને તેનો કુમાર ચંદ્રસીંહ સજીવન કરી પાછો સોંપે છે. જેશળને હાથે ચંદ્રસીંહ તેમજ સવાતાનો હસ્તમેળાપ.

**હરી ૐ**

## ઇતી સમ્પુર્ણ.

# શાંતી ! શાંતી ! ! શાંતી ! ! !

ત્રીવેદી મણીશંકર ત્રીભોવન.



શ્રી પરમાત્મને નમઃ

# જુલમી જેસળ નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.

બાળાઓ–સુત્રધાર—

શ્રી સદચિત સર્વાત્મનઃ બહુ નામી
યાચું વૃષ્ટી ક્ષેમ સુધાની
સ્મરણ ગાંમી સર્વત્ર વ્યાપક સ્વામી
શીશુ શરણાંગત અલ્પજ્ઞ હું પ્રાણી
ધારો ધ્યાન શીષ્ય જાણી
નાટય પંથમાંહી અતી અટવાઈ
કુસંપે લેવાઇ
મતી મુંઝાઈ
અગરેસર બુધીવર નીતીભર ન્યાયધર
ધીમતી શ્રીમતી સકળ સ્થાપી
તિમીર વીદાર યશને પ્રકાશ.
અરીહરી ભાર દુઃખનો ઉથાપી
કૃતીની વરસ ભર ચરણ પ્રતી
સનત સમાજમાં વ્યાપી

બાળાઓ—          ગાયન ૨ જું.

સતીઓના ચર્ણે જ્ઞાની મુનીઓ નમે.
મુનીઓ નમે મ્હા રૂષિઓ નમે—          સતીઓ.
શીયળ ભુષણુની જ્યોતી અંગ ઓપાવે.
પતી શેવામાં જેનું ચિતડું સમે—          સતીઓ.
સતી અનુસુયા દ્વારે ત્રીપુટી ઝુલે.
સત્યના પ્રભાવે દતાત્રય જન્મે—          સતીઓ.
સાવીત્રી શ્રેય નાથ યમથી બચાવ્યો.
વટ સાવીત્રી વૃત જગને ગમે—          સતીઓ.

જાનડીઓ—          ગાયન ૩ જું.

ધૂશ પડે ધરતી તપેરે, વાગે નગારાંની ઝુકરે,
સધીર તારી જાનમાંરે.
દાદા વિના કેમ ચાલશેરે, દાદા રતનચંદ હોયરે,
અમર છોગાં હોયરે—વરરાજા.

સધીર—

વહુજી વીના કેમ ચાલશેરે,
વહુજી કાળજડાની કોરરે, આંખો કેરૂં નુરરે
વરરાજા.

જાનડીઓ—

ધુસ પડે ધરતી તપેરે,

વસંતસેના— ગાયન ૪ થું.

હું નાનકડી નાર, નખરે રીઝાવું મારા કંથને.
ખીલ્યો યોવનનો બહાર, મ્હેકે રીઝાવું મારા કંથને
મારે આંગણીયે સુંદર કેવડો, નણુદલ રોજેરોજ માગે
એરે કેવડીએ મોહ્યો પડોશી, દઉં તો દીલ એનું દાઝે
હે.......મ્હેંકે.
લટકે ચટકે મોહી રહી છું, તેપર એતો મ્હોશે.
બળીઝળીને ઠૂંઠ કુબડો, માથે ઓઢી રોશે
છાને બળતો રોજ કકળતો, ખુવાર થાતો
વાટે ઘાટે મળતો— હું તો નાનકડી.

સુખાનંદ— ગાયન ૫ સું.

વાવારે પ્યારી, જોબનવાળી, આવ ઉમંગે
આવ ઉમંગે અંગે, ભેટો પ્યારી જાન—વાવારે

વસંતસેના—

મુકોને હાથ લોક જોતાએ સ્યામજી.
હું તો છું વેશ્યા ને આપ સાહુકારજી.

સુખાનંદ—

છોડ એવી વાતો, ભેટી લ્યોને જાન—વાવારે.
નયનાં નચાવી ઘાયલ કર્યો તેં..........(૩)

જરા ધીરેથી આવ મારી રંગીલી નાર—વાવારે.
આવે પ્યારી હે નખરાળી
**વસંતસેના**—હું લટકાળી.
**સુખાનંદ**—વાહ.... વાવારે.

## ગાયન ૬ ઠું.

**તોરલ-સવીતા-સખીઓ**—

હરી ૐ નાદ ગાજે, શુભ રંગરાગ છાજે
સુખ ધામમાં.
શુભાસુભ સૌ સાધીએ, જગ જ્યોતીના નામમાં

—સાખી—

રસનારસ પીવા મળી, શીર નમન ગુરૂ સાર,
મન બુધ્ધી વાણી વિનય, શુભ ગુણ સજની ધાર.
દેહ દેવ લેક નીજ સ્વામી સમજીએ
નાથ પ્રેમ શુભ નામ સાધી કેળવીએ.
સ્નેહે સુધાપાન સાર્ચાએ— હરી ૐ

**તોરલ**— ગાયન ૭ મું.

સતીયોના સાચા ભુષણ શ્રવણ ધરોને
સજની શાણી.
કુલીન રીતને સમજી સદાએ શમદમ
સાધન સજીએ.

ક્રોધ ક્ષોધ વિરોધને ત્યાગી, પતિ પ્રભુ ચરણે
નમીએ—સતીયો.

વિનય વિવેક ચિંતામણી સાજી—
નિતી મૌતીક માળ ધરીયે—
નેક ટેકની યુગલ કરોમાં સૌભાગ્યની ચૂડી
રૂડી ધરીયે..........સતીયો.......
શીયળ અંબર શ્રેષ્ટ સરવથી—સદાચાર સંપત સાધો.
નકામા આ નશ્વર ભુષણ—મનથી સખીયો ત્યાગો—સતીયો—

## ગાયન ૮ મું.

**વસંતસેના—**

મુગ્ધ રંગે હું ઉમંગે ભરી સુંદરી
મદભર નેન સુધા સમ તીરછાં ફેંકતી—
કળી આ રસ છે મધુ—મધુના રંગમાં
રસકસ લ્યો ઝીલાવ ભંગ રમી નવરંગમાં
જોતાં પ્રગટે અંગ અનંગની બ્હાર અતી—મુગ્ધ રંગે—

## ગાયન ૯ મું.

**વસંતસેના—**

પ્રીય તન મનના અધીકારી મુજ મુગટ મણી પીયુ મારા—
**તોરલ**—વીશમ વિષયને વિષગણો મતી દુષ્ટ તજો શીવ સારા

**સાસ્રતીયો**—ક્યાંથી આવી તું ઇર્ષા. ચાલી જા અહીંથી દુષ્ટા:

**તોરલ**—સમજો ના સ્વામી શીખ શેવની તમારી—

**વસંતસેના**—થશું રહે છાની જાણી ડાહ્યાં ન થાઓ રાણી—

**તોરલ**—ચૂપ નકટી નાર નીચ જા મકાને તારા.

**સાસતીયો**—વાહ પ્યારી મનોહારી પ્રીય નારી ચાલો વ્હાલી

**વસંતસેના**—ચાલો પ્રીયતમ મંડપમાં મારા.

**તોરલ**—સ્વામી મતી ભ્રષ્ટ કરો.

**સાસતીયો**—બસ.

**વસંતસેના**—જા—પ્રીય તન મનના——

**સવીતા**— **ગાયન ૧૦ સું.**

આલી શું વસંત આવી-વાય વાસુની લહેરો
તન મનને સુખાકારી-વાહ સુગંધીત સ્હેરે
પુષ્પ વૃક્ષે કળી ખીલી-મધુ ફરી ફરી ગુંજે
મિષ્ટ પરાગમાં પેસેરે-સમજી શું સજની
અંગ અનંગ સમાયરે-સમજી કે સજની
મદ યોવા છલકાય-આનંદ અવધી પ્રગટાયેરે

સાહેલી શાણી

## ગાયન ૧૧ સું.

**સવીતા-સખીઓ—**

વાહ રસીલી નવેલી જોબન છલકાતી નવેલી.

**સવીતા**—છેક બની શું આમ ઘેલી-રીબાવો નહી અલી
સાહેલી-

**સખીઓ**—ઓય લટકો-શો આ મટકો-પ્રીત રીત પ્રેમમાં
ઝુકેલી-

**સવીતા**—ડુભાવો મન મારૂં સાહેલી હું મુગ્ધા અજ્ઞાન-
યોવના શું હું જાણું પ્રીત મીઠી આળસ અંગ
પ્રગટતાં સમજશો એ રીત

**સખીઓ**—પીયુ સંગે લ્હાવ લેજો-ખુબ રીઝીને રીઝાવજો

**સવીતા**—વાહ વાહ—

**સખીઓ**—ઉંહ ઉંહ-રંગમાં રમી લ્યો બ્હેની ઘેલી-જોબન

**સખીઓ**—વાહ રસીલી—

**સવીતા—** ગાયન ૧૨ સું.

સુંદર શામળીયા પ્રીતેથી પ્યારીનું મંગળ કરજો
શાણા સુંદર સ્વામી અરજી પ્રેમે-હૃદય પ્રીત ધરજો
પ્રીતને પુરણ નીભાવજો

**ચંદ્રસીંહ**—પ્રેમના પત્ર પાઠવજો

**સવીતા**—પ્રાણ પ્યારી અધીરી ના કરશો

**ચંદ્રસિંહ**—સુખ શાન્તી પ્રીય હ્રુદયે ભરશો
**સવીતા**—પ્રીયકર મહાવર પ્રેમફળ પ્રીયાને હશી હશી
કર ધરશો—સુંદર શામળીયા
**ચંદ્રસિંહ**—પરમ પ્રેમના પાઠ ભણીને
**સવીતા**—રસીકથી બાંધી પ્રીતલડી ધન્ય મુજ સ્વામી
**ચંદ્રસિંહ**—પ્રેમ નીશાની પ્રીયા પ્રણામ
**સવીતા**—પધારો સ્વામી દર્શન ઝટ દેજો...........વાલમ

**વસંતસેના**— **ગાયન ૧૩ મું.**

છેલા નવ નયનો મારો હું નાર નાજુક
કનક કટી આ ન્યાળો હું નાર નાજુક
આ તન મન ધન અરપણ કરીએ
પ્રેમ તણો સુધારો હું વેલ નાજુક
કામકોક પ્રીય પાઠ સજાવું પીડ અનંગ નીવારો
હું નાર નાજુક

**આસતીયો**— **સાખી.**

કારી નજરથી ઘાયલ થયો દીલદાર પ્યારી આજ
પ્રેમ રસ પાન રેલી શાન્તી જીગરને દે તું આજ



તોરલ— **સાખી ૧૪**

શીરમણી નવ આવ્યા–ધ્યાન ધારી રહી હું.
પ્રહર નીશા વીતી–ચિત અસ્થીર થાતું.
દક્ષીણ પ્રગ ફરકે–ચંદ્રીકા શ્યામ ભાસે,
પતી વીણ અતી વ્યાકુળ–પ્રાણ વેશ્યા અવાસે.

તોરલ— **ગાયન ૧૫ મું.**

રક્ષા કરજો ગીરીધર શ્યામ શામળીઆ કરૂં વિનંતી
દેવ દયા ધારી નાથ બચાવો ચરણે હું નમું હારે–
દેવને અમ્રત દીધું છે બચાવ્યા કુન્તા કુંમારો
દ્રોપદીની ધરી રક્ષા પુરી ચીર ભીડ ભાગી.

**સાખી.**

વાસકીની બાળ પાતાળે જઈ કરગરી
ઝેર હળાહળ જાય પાન્ડુ સુત જીવન ધરો
વ્હાલાજી સમય જાય હાંસી હરી હું થાય
મારૂં સૌભાગ્ય જાય સર્વ લુંટાયું શ્રીહરિ

સાસતીયો— **ગાયન ૧૬ મું.**

સાચી કમાણી કરી તોળાંદે સાચી કમાણી કરી
ધન્ય ભાગ્ય માનું હું મારૂં સુશીલ પ્રેમદા મળી
ગોલોકની સાથે વૈકુંઠ સહેજે આવ્યું મળી
કસ્તુરી કેશર ચંદન સહ કર્યું રસરંગે ભળી
તોળાંદે

પૂર્વે જનમના પૂન્ય પ્રગટથી પયમાં સાકર મળી
સાસત સેવે પ્રભુ પદ પ્રીતે તન મન શુદ્ધ કરી
તોળાંદે

**વસંતસેના—** **ગાયન ૧૭ મું.**

ચાલો ચાલો સ્વામીજીરે માણો મઝા વ્હાલાજીરે
મારી પાદુ કાઢો આટો.

**સધીર**—મુઓ મારી મા
સતાવો લાવો લાવો મુંડી મારી લાવો
લુચ્ચા ઓ મુસઢંડા તું સાધુડા

**સુખાનંદ**—જારે જારે પાગલ અહિંથી જા તું

**વસંતસેના**—વ્હાલાજી શેઠ ભુલા પડયા કયાંથી

**સધીર**—આ તારો બાપ અહિં લાવ્યો પટાવી

**વસંતસેના**—ચલહટ અહિંથી પાજી મુજી ચીચો જા

**મરાઠી સાખી ૧૮ મી.**

**સવીતા**—કયાં મુજ મન વિસરામ મિષ્ટ ઘર કયાં મુજ
શશી સુભાગી
મત ગયંદ પદ હું અટવાતી, ઇંદીવર રહી અભાગી
મહા ભય ભાગી, હારે હારે થઇ હણું પાપી.

**ડ્રોપ—ટેબ્લો.**

# અંક ૧ લો સમાપ્ત.

# અંક બીજો.

લુટારા-જેશળ— ગાયન ૧૯ મું.

સૌ રણધીરો થઈને સજો શુરવીરો લ્યો હાથ હથીયાર.
રીપુને દળવા જબરજંગે પ્રબળ બળથી બહાદુર નર.
દુશ્મનને મારી ઠાર, વર્તાવો હાહાકાર,
બન્યા બાયલા દુશ્મન થઈ લાચાર.
નમતા બ્હાદુર નર લુંટીયે માલ.
થઈએ નિહાલ, સદા અમન કરીયે ચમન
પીને ખુબ લાલ રંગ.

જેશળ— ગાયન ૨૦ મું.

કાપું છુંદું આ સમશેરે દુષ્ટને
શોધીને બાંધીને લાવું પૃથ્વી બાંધી પડ.
ગયો નીચ કરી છળ પાપી જો તું મુજ બળ
તેગથી વીદારૂં ભાણુ જાને મારૂં.
ધડ રઝળાવું કપટ ઝપટ દુષ્ટ ગયો કરી ચમથી
વેર ઝાળ ઉભરાય રોમ રોમ લાગી લ્હાય
પાપીને સંહારૂં દુષ્ટને છુંદાવું ચર્મને ઉતારૂં.
પુરો સતાવું રીબાવું ત્રાસ આપી કાપું

સાસતીયો— ગાયન ૨૧ મું.

નામ નારાયણ સ્નેહે સમરજો.
બહુ સુતો ઉઠ ઉઠ હવેતો
મુઢ જરા જો અવસર કાં ખો
કાચના કુંપા સમી તારી કાયા ક્ષણ ભંગુર છે
જુવાની એ દીવાની છે વરશા નદીનું પુર છે
સઘળા સુખો સંસારના જળ ઝાંઝવાનાં જરૂર છે
મેં મેં કરે શીદ મનુષ્ય મેંઢા કાળ વરૂ શીર ક્રુરછે.

ગાયન ૨૨ મું.

જમાત-અખંડાનંદ—

નારાયણ ગુણ ગાવો સાચા સંતો
જ્ઞાનથી ધ્યાન લગાવોરે
આ તન ધન સૌ ભય ભર ત્યાગી
કીર્તન ધુન જગાવોરે
માન મોહ મદ ગર્વ દુષ્ટને સૌને દુર હઠાવોરે
હરી ચરણમાં સુરતા સાધી નામ નિરંજન જગાવોરે

તોરલ— ગાયન ૨૩ મું.

વિભુ વિશ્વ દયાળ શ્રીધરરે નોધારાના આધાર
સંતોને રહેજે તારનાર સતીયોના પ્રભુ સાહ્યકાર

મધ્ય ક્ષીર નૌકા ડુબે દુઃખ દેણુ વાયુ વાયે.
તારો ઉગારો દીનબાળ લેજો શીયળની સંભાળ
કર્મ ધર્મ સંકટ આવ્યું આપત ઘન વાદળ છાંડું.
દોરી હરી છે તારે હાથ હરજીરે પત રાખનાર —

આણંદજી— ગાયન ૨૪ મું.

ચેલા મારા બૈરી તારી—સીધી ડાહી.
ભોળી ભાલી—બૈરી તારી.

સુખાનંદ—અંદર જેવો સમજે મુંજને
નાચ નચાવે, લપ્પડ મારે

આણંદજી—બૈરી તારી
ચાલો જઈએ

સુખાનંદ—ઉંહુ, ના, ના, ઘરભરની કરશે પાયમાલી
આણંદજી—બેટા સુખાનંદ, ઉસ્તાદની ચાલાકી
જોતું આજજી.

સુખાનંદ—હાય જાય સૌ લુંટાય છે
કમબખત મારે માર, મારૂં લાત
એક, બે ત્રણ ચાર પાંચ છ સાત.
મારૂં લાત.

આણંદજી—ચેલા મારા બૈરી તારી.

**કુંચનીઓ—** **ગાયન ૨૫ મું.**

તાજ રાજ શીર છાજેરે—ધીર વીર મહારાણી.
સૌ પ્રજા સદા ગુણ ગાતીરે—શુરવીર મહારાણી.
ધર્મો ધરતી ધારી ન્યાઇ છો—દેવી જન મન
રંજન કરણીરે—ધન ધન મહારાણી.
સબળ શત્રુ દળ દમન કરી જગે
યશ પ્રકાશ દશ દશા પામીરે—શુરવીર મહારાણી—

**સુખાનંદ—** **ગાયન ૨૬ મું.**

ભાઇ બન્યા બંદાતો નગરશેઠ— વાહ વાહ
કરે કુબેર ભંડારી ઘેર વેઠ—વાહ વાહ
બન્યા રાજા મહારાજા ભાઇ ભાઇ વાહ વાહ—ભાઇ
થઇ ગયા આજ નવલશા જામે શાખ જેવી રેંટીયા
વાડી લાડી રૂડી લાવીશું જોડી
બારા ઘોડાની લેશું ગાડી
બસ.
દેશ દેશમાં નામ કરીશું.
ફક્કડ થઇ અદ્ધર પગ ધરશું—ચટ—ચટ—ચટ.

**સર્વ—** **ગાયન ૨૭ મું.**

સદગુરૂ મળીઆ મનના સંશય ટળીયા
સર્વ ભવ ભય ભ્રમણા ભાગી જીઓરેજી
દેહ બંદુકડીને કર્મ પલીતો, ગુરૂજ્ઞાન ગોલીશું વાગીજી.

સાચા સંતો સુખે સાચારે લડશે.
સૌ કાયર થતાં ભાગીજી.
ચૈન અચેતન ચૈતન સઘળે
હોડે શું અંધ અભાગીજી.
ગુરૂના પ્રતાપે બોલ્યાં તોળાંદે.
અમને લ્હેરું ઘણેરી લાગીજી—સદગુરૂ.

તોરલ— ગાયન ૨૮ મું.

જેશળ કરી લે વિચાર, માથે જમ કેરા માર
સ્વપ્ના જેવોરે સંસાર તોળાંદે કરે છે પોકાર
આવોને જેશળ રાય આપણ મળીએરે
ખરા સંત હોય ત્યાં જઈ ભળીએરે
આ ભવ આવીઓ અવતાર
માથે સદગુરૂ ધાર જાવું ધણીને દરબાર
બેડલી ઉતારે ભવપાર—આવોને.
મોતી એરણમાં ઓરાય માથે ઘણ કેરા ઘાય
ફૂટે ફટકીયાં કહેવાય સાચાની ખરે ખબરો થાય
નવલખ કોથળીયો બંધાય ત્યારે ગાંધીડો કહેવાય
હીરા માણેક હાટે વેચાય તેના મોલ મોંઘા થાય
આવોને.

નીત્ય નીત્ય ઉઠી નાવા જાય કોયલા ઉજળા ન થાય
બેટો ગુણીકાનો તે તો બાપ કોને કહેવા જાય
આવોને..

દેખા દેખી કરવા ને જાય એ નર અધુરીયા કહેવાય
હાથમાં દીવો લઈને છતી આંખે કુવે પડવા જાય
એ વિચાર જગની વાણી સતી તોળાંદે ગાય
આવોને

## અંક બીજો સમાપ્ત.



## અંક ત્રીજો.



રેણુંકા— ગાયન ૨૯ મું.

બળ્યું અલી બાઈ ગમે ન કાંઈ મને ચંદ્ર વિના—
મતી નથી ગણી કરતી વૃથા ચિત્ત ચીંતા ભરતી
વિયોગે સુત વીણુ જીવ મારો કલપાય સદા

**સખી**—શ્રીમંત રાણીબા શાન્ની ધારો ત્યાગી તન ભ્રાંતી.
સુવરાજ આજ વિલોકયો સ્વપ્નમાં માતા ભેટયો.

**રેણુંકા**—માનતું ના મન બ્હેની દ્રગ નીજ દક્ષીણ ફરકે
છે સદા.

જેસળ—           ગાયન ૩૦ સું.

સજી લે જીવ જ્યોતી સુખધામ.
કાયા આ તારી કાચી—તેના પર રહે તો રાચી.
સાચી સગાઇ અભીરામ—સજી લે.
મોંઘો માનવ દેહ આ—આવે નહિ જો જાય.
કાયા સુધા ઢળી જશે—પસ્તાવો રહી જાશે
નામ પુરૂષોતમ ગાતાં—તન મનમાં સંકટ જાતાં.
મળશે મોક્ષ સુધામ—સજી લે.

સાખી

પ્રગટ જ્ઞાન જ્યોતી થતાં તીમીર ઘન મન જાય
કામ ક્રોધ મદ મારતાં અંતે સુખડ સજાય
લક્ષ્મીવર ઘનશ્યામ—સજી લે.

વસંતસેના—     ગાયન ૩૧ સું.

પ્રાણના આધાર મ્હારા આણંદજી લાલ

સુખાનંદ—પ્યારી તીરછી નજરીયા ન માર
ભુલ્યો બાંકી ભ્રકુટીમાં ભાન

વસંતસેના—રેલો રંગ આજ જોગીરાજ
નવશેર મુક્તા માળને જડીત હીરા હાર
ઝીક ભરી સાડી સરસ કંચન કંકણુ સાર
લાવો પ્યારા સુખ કયારા રીઝાવો દીલદાર

સુખાનંદ—વાહ જાની સુજાની સજાવું શૃંગાર

તોરલ— ગાયન ૩૨ મું.

પાપ તારૂં પ્રકાશ જાડેજા પાપ તારૂં પ્રકાશ
તારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે તોળાંદે કહે છે

જેસળ—હરણ હણ્યાં લખચાર તોરલદે હરણ હણ્યાં લખચાર
કંઈક વનનાં મૃગલા મારીયા તોળાંદેરે જેશળ કહે છે

તોરલ—કર્મ તારાં સંભાળ જાડેજા ધર્મ તારો સંભાળરે
તારી બેડલીને

જેસળ—લુંટી કુંવારી જાન સતી નારી લુંટી કુંવારી જાનરે
સાત વીસ મોડબંધ મારીયા તોળાંદેરે જેશળ કહે છે

તોરલ—ધર્મ તારો સંભાળ જાડેજા ધર્મ તારો સંભાળરે
તારી બેડલીને બુડવા નહિ દઉં

જેસળ—તોડી સરોવર પાળ સતી નારી તોડી સરોવર
પાળરે

બેન ભાણેજને ડુબવ્યાં તોળાંદેરે જેશળ કહે છે.

તોરલ—કંઈક પરમાર્થ કર જાડેજારે કંઈક પરમાર્થી કરે
તારી બેડલીને

જેસળ—માથાના જેટલા વાળ સતી નારી માથાના જેટલા
વાળરે

એટલાં કુકર્મો મેં કર્યાં તોળાંદેરે જેસળ કહે છે

**તોરલ**—પાપ તારૂં પ્રકાશ જાડેજારે પાપ તારૂં પ્રકાશોરે
તારી બેડલીને—

**જેશળ**—વિનવે જેસળરાય સતીને વિનવે જેશળ રાયરે
સતી નારી ભવ પાર ઉતારો—ઉતારો.

**તોરલ**—તારી બેડલીને...........

### ગાયન ૩૩ મું.

કાયા માયા કોઇની ના થઇ કહી મરતા મારી મારી
સત્યુગમાં હરીશ્ચંદ્ર સુરાજા જેણે સત્યની ટેક ધરી
સત્ય સત્યને કારણ જેણે કાયા નીચી કરી.
ત્રેતામાં રાવણ ભડરાજા જેણે રામથી હામ કરી
લાખ પુત્ર સવાલાખ જમાઇ જળાંજળી નહિ મળી
દ્વાપરમાં દુર્યોધન રાજા જેણે દશ દીશ જીત કરી
પડયા વીણ પાણી રણ ઉપર પાણી પાણી કરી
યૌવન ધન જન નહિ કોઇનાં શીદ મગરૂબી ભરી
કાળ કરાળ કૃત્તાંત કરડશે ઝેરી દાંતે કરી—

## અંક ત્રીજો સમાપ્ત.

# જાહેર ખબર.

નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ રોકડી દઈ અમારી શ્રી 'સરસ્વતિ નાટક સમાજ' નો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાંની ઓફીસમાંથી મળશે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | અદલ ઈન્સાફ | ... | ... | ... | ... | ૦— |
| ૨ | લક્ષ્મી વિજય | ... | ... | ... | ... | ૦— |
| ૩ | કીશોરસીંહ... | ... | ... | ... | ... | ૦— |
| ૪ | જુલમી જેસંગ | ... | ... | ... | ... | ૦— |
| ૫ | કુસુમાવતી ... | ... | ... | ... | ... | ૦— |
| ૬ | નુગરો બાપ... | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૭ | સૌભાગ્યવતી | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૮ | બકારાજ બોડાણો | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૯ | સરસ્વતીચંદ્ર | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૦ | તુળસીદાસ... | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૧ | અભિમન્યુના ચક્રાવો | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૨ | લલિત મુગ્ધા | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૩ | પારસમણી... | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૪ | જુલ્મી જાલીમ | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૫ | નવલ ગંગા... | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૬ | મયુરધ્વજ ... | ... | ... | ... | ... | ૦—૨—૦ |
| ૧૭ | ઓખા હરણ | ... | ... | ... | ... | ૦—૨—૦ |

માલેક,

**શ્રી સરસ્વતી નાટક સમાજ.**